ॐ श्री सिद्धचक्रायनमः

શ્રી જૈન.

# નવીન ગાયન સંગ્રહ.

ભાગ (૨) જો.

રચનાર.

પ્રાંતીજ ધર્મજીજ્ઞ મંડળી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પોપટલાલ મનસુખરામ શાહ.

અમદાવાદ.

રાજનગર પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૬—સને ૧૯૦૦

કિંમત ૨ આના.

ॐ श्री सिद्धचक्रायनमः

શ્રી જૈન.

# નવીન ગાયન સંગ્રહ.

## ભાગ (૨) જો.

રચનાર.

પ્રાંતીજ ધર્મજીન મંડળી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પોપટલાલ મનસુખરામ શાહ.

અમદાવાદ.

રહેવાસી આંતરોલીના.

સંવત ૧૯૫૬—સને ૧૯૦૦

કિંમત ૨ આના.

# અર્પણપત્રિકા.

## રા. સા. અમુલખરાયભાઇ વી.
## છગનલાલભાઇ.
### એકસ્ટ્રા. સે. ક. માજીસ્ટ્રેટ સાહેબ.

સદ્ગુણ સાથે સુનિતિથી
વર્તી લે છે જશ નિરધાર,
ન્યાય માર્ગમાં નિપુણ અતિને
કીર્તિના જે છે સરદાર;
ધર્મધ્યાનમાં લીન થઇને
ગાવે જીન ગુણ જ્ઞાન રસાળ,
ધર્મોત્તેજક જ્ઞાન દાનમાં
અગ્રેસર છે ગુણ મણીમાળ;
નિજ ધર્મપર શ્રદ્ધાળુને
જ્ઞાન ધ્યાનના જે દરિઆવ,
અમુલ્યરત્ન અમુલખભાઇને
અર્પે પ્રાંતીજ મંડળી બાળ;

"જૈન નવીન ગાયનસંગ્રહનો"
ભાગ બીજો જે અતિ રસાળ,
પ્રાંતીજ ધર્મજીન મંડળી અર્પે
સ્નેહ સહીત કરશો સ્વિકાર.

સદ્‌ગુણ શીરોમણી! ન્યાય અને નિતીના સાગર હે! ધર્મ ધીર વીર રત્ન! આપ આ મંડળી પ્રત્યે પ્રેમ નજરથી જુઓ છો તથા આ મંડળીને હરેક પ્રકારથી ઉત્તેજન આપી અજવાસમાં મૂકવાની નિરંતર ચાહના રાખોછો, એ આદી ગુણોએ આકર્ષાઇ આ નાનકડું પુસ્તક આપની પવિત્ર સેવામાં મૂકી મંડળી પોતાને કૃતાર્થ માને છે, તે આપ સ્વિકારશોજી. કિંબહુના.

લી. ધર્મજીન મંડળીના
જયજીનેંદ્ર.

શ્રી જૈન.

# નવીન ગાયન સંગ્રહ.

## ભાગ ૨ જો.



### પ્રાર્થના.

ગીરધરે સાહાય કરે.—એ રાગ.

વીરજીણંદને નમુ વારીવારી,
વિશ્વવિષે વિખ્યાત વિભુછો,
અશરણ શરણ કરણ પ્રભુ છો;
અજર અમર થયા જગતની માંહે,
ગહન ગતી તારી;
પ્રીતે પ્રાર્થના કરવાને ચહીએ,

સન્મતી દીઓ દાસ ધારી;
આવારી, વીરજીણંદને.
બાળક આપના શર્ણે આવ્યા છે,
સાહીબ લીઓ ઉગારી;
ધર્મમંડળ પ્રભુ પ્રેમથી વંદે,
ભવસાગર લીઓ તારી;
આવારી, વીરજીણંદને.

---

૨

રશીલા રંગે રમવા આવો.–એ રાગ.

શંખેશ્વર સ્વામી જગતમાં ચાવો,
ભાવે ભેટી બીજાને ભેટાવો. શંખેશ્વર૦
અષ્ટ દ્રવ્યસુ ભક્તિ કરીને,
ધ્યાવો ધ્યાવો ધ્યાવો તમે ધ્યાવો. શંખેશ્વર૦
સંસાર સાગર ભવદાધ તરવા,
ખરો ખરો ખરો એક તારો. શંખેશ્વર૦

શરણે જઇ પ્રભુ ચરણે રહેવા,
કરો કરો કરો સ્તુતિ બાળો. શંખેશ્વર૦
શબવત કરવા કર્મ તમારાં,
ફાવ્યો ફાવ્યો ફાવ્યો લાગ ફાવ્યો. શંખે૦
કહે પોપટ એ સાહીબ સાચો,
રાચ્યો રાચ્યો રાચ્યો એને રાચ્યો. શંખેશ્વર૦
ધર્મમંડળ મળી સ્તુતિ કરીને,
લીઓ લીઓ લીઓ લાલ લ્હાવો. શંખે૦

---

૩

ધન્ય દીવસ ધન્ય આજરે.—એ રાહ.

ધન્ય દીવસ ઘડી આજરે,
આવ્યા પાલીટાણામાં (૨)
સોના રૂપાના ફુલડે વધાવો,
ભવજળ તારણ ઝહાજરે. આવ્યા૦

આદિજીણંદનાં દર્શન કરતાં,
થશે પ્રશન્ન જગતાજરે. આ૦યા૦
અષ્ટદ્રવ્યસુ સેવના કરતાં,
તરસુ ભવજળ પારરે. આ૦યા૦
આંગી રચાવી ને રંગ મચાવો,
રીઝવવા કૃપાળરે. આ૦યા૦
આરતિ મંગળ દીપક સાથે,
કરી થાવો મન ન્યાલરે. આ૦યા૦
જીણુધરે મુનીગણુ ભવજળ તરીઆ,
ધ્યાવો સર્વે મળી બાળરે. આ૦યા૦
એહ ગીરીનાં દર્શન કરતાં,
ભવ ભવ કોટી દુઃખ જાયરે. આ૦યા૦
ધર્મમંડળ યાચે એહ ગીરીને,
ભવ ભવ શરણુમાં રાખરે. આ૦યા૦

---

૪

શુભ આનંદ દિવસ.-એ રાગ.

વાહ! મનહર આંગી ભાળી મેં (૨)
મન હરખાએ-ચીત લલચાએ,
લાગ્યો સ્નેહ મુજ તનમન
ધન થકી. (૨) મનહર.
તું છે ખરે દીન રાત સ્મરણમાં,
રહેવા ઇચ્છુ આપ ચરણમાં;
પ્રીત કરી મને રાખો શરણમાં. (૨)
સારી સારીગ રીગ રીગમ-ગમગમપ
મપમપધ-પધપધની-ધનીધનીસા
સા-ની-ધ-પ-મ-ગ-રે-સા. મનહર.

---

૫

સુંનટવર વસંત.-એ રાહ.

શું આ વાસુપુજ્ય દ્વાર રંગ છાઇ રહ્યો;

રંગ છાઇ રહ્યો ઉમંગ છવાઈ ગયો. શું૦

સાખી.

શક્ર શક્રી ટોળે મળી,
ગાવે ગીત રશાળ;
તાલ શુર સાથે મળી,
કરે ભક્તિ ધરી પ્યાર.

સાથે મળી કરે સ્તુતિ એ જીણંદની,
રંગમાં ઉમંગ સંગ નાચી રહ્યા. શું૦

છછી છુમ છછી છુમ નાચતે,
હર્ષ તણા નહીં પાર;
કર્મ રીપુબળ કાપવા,
કરી આંગી ઝબુકાર.

માંહે હીરા મોતી અતિ નંગ રંગ શું શોભેછે
મારા વાસુપૂજ્ય બીંબપર આજ
મુજ મન લોભે છે. શું૦

તંબુર મંજીરો વીણા,
ઝાંઝ મોર જંગ ચંગ;
બાજત સંગ મૃદંગ રંગ,
શું શ્રેયસ પ્રસંગ.
ધર્મ મંડળ આંહી રંગ સંગ રમતાં,
કર્મ ખપાવી મન માચી રહ્યા. શું૦

---

૬

સ્વામીજી સ્વામીજી.-એ રાગ-

શાંતીજી શાંતીજી આજે સ્તુતિ ઉચરીએ અમે
સ્તુતિ ઉચરીએ અમે, ગુણગણ ગાઇએ અમે,
સામુ જુઓ જગદીશ. ઉચરીએ અમે. શાંતીજી
પારેવા પર કરી કૃપાને શરણે રાખ્યો આપ,
એક ભવમે પદવી દો પાયા, એહ પૂન્ય પ્રતાપ
મૂર્તિ તમારી લાગે છે પ્યારી;
ધર્મમંડળ પ્રભુ લેશોજી તારી,

વિઘ્ન અને દુઃખડાં સહુવારી.
શીખવ સ્તુતી કરે, કરગરી ઉચરે.
(હે સ્વામી આ મંડળીની આશા સફળ કર.)
શાંતીજી૦

૭

કેવી વાહ.—એ રાગ.

કેવી વાહ! મનહર સુંદર આ
વાહ આંગીની બાહાર. (૨)
પ્રભુ મુખની કાન્તિ ખીલી છે,
ધર્મની છબી નીહાળતાં લાગે નેત્રોને પ્યારી
હળી મળી ફરીએ, રંગરસ રમીએ,
ઉછરંગ ધરીએ, આવો ભાઇ અહીઆં સહુ.
તા થૈઆ-તા થૈઆ-નાચો આ-માચો આ-
સાચો આ-રાચો આ-મૂકોના-ચૂકોના-ઘુમ.
કેવી.

૮

ગાજે ગગન.—એ રાગ.

ચલો દર્શને ઝટપટ (૨)મટે કુકર્મની ખટપટ
થઈએ લટપટ ધ્યાને ઝટપટ (૨)
કરીએ સેવના ચટપટ (૨) મટે કુકર્મની
કર્મ કટકને કાપવા જીન સમ અવર ન દેવ.
સેવ કરો ભવી ભાવસુ,
મટે અનાદીની જે કુટેવરે. પ્રાણીઆ૦
પ્રેમ સહીત એ સેવીએ,
ભાવે ભક્તિ રસમાં ડુબાઇરે. પ્રાણીઆ૦
શાંતી જીણંદ સોહામણી,
સૂરત ભલેરી આપ;
પુર્ણાનંદ મહોદયે, આવ્યા મળી અમે
ભાવે ભવી સૌ ભેટવારે લોલ.
સાહેબજી! સાહાય જો કરે,
જ્ઞાન સરણી તો મળે;

ટળે કર્મ જે નટખટ. કર્મ જે નટખટ.
જઇએ સિદ્ધજી જેમ ઝટપટ-
જઇએ ઝટપટ-જઇએ.

---

૯

આવો કુંકુમને પગલે.-એ રાગ.

ચાલો મલ્લીજીન ચરણે,
મળી જઇએ સરવે સરણે;
જીન પ્યારો એ સુખ કરણે,
ભવ ભવના દુઃખનો હરણે.
ભોયણપુરનો એ વાસી,
છે દુઃખ સઘળાંનો નાશી. મળી જઇએ૦
સંહારી અરી સુખ દેશે,
નિશ્ચે એ શર્ણે લેશે;
કીર્તિ ગાજી ચોદેશે,
જનસમુહ દ્વારમાં પેસે;
દર્શન કરી ભવ જળ તરણે. મળી૦

જીન મૂર્તી અલૌકીક નિરખી,
હુરખી થાઓ આનંદી,
વંદી માગો સુખ કંદી,
ભવ ભવનાં દુખને ફંદા;
નીંદીપડો પ્રભુપદ ચર્ણ. મળી જઇએ૦
ધર્મ જીન મંડળી માગે,
પૂર્ણાનંદ ભક્તિ રાગે;
ભવભવ દુઃખને દુર કાહાડી,
દેજો સુખ સેવા સારી;
ભવકોટા પાપ નીર જરણ. મળી૦

---

૧૦

ચાલો ચાલોરે-હાંહાંરે ચાલો.

ચાંદા વાંદારે (હાંહાંરે)
માહાવીર પ્રભુ આજ;
જન્મ સફળ કરવા.

લીઆ લીઆરે (હાંહાંરે લીઆ)
પ્રભાતે સુભ નામ;
અમરફળ કર વરવા.
વીરજીનેશ્વર ત્રીસલાનંદન,
ત્રણ ભુવન શીરતાજરે;
આરાધીએ અમરવીર એવા,
રાખે આપણી લાજ. જન્મ૦
જસ ચર્ણે ચંડકોશીઆ ડશીઆ,
તેને લીધો તારીરે;
ચંદનબાળાને મુઠી બાકુળમાં,
દીધું મોક્ષ ઉધાડી. જન્મ૦
સુલપ્રાણી પ્રતિબુજવ્યોરે,
જેણે કીધો ઉપસર્ગરે;
જમાલીએ તુજ વચન ઉથાપ્યાં,
દીધો ચોથો વર્ગ. જન્મ૦
બાર વરસ રહ્યા નંદી ખેણુ,

ગુણીકાને જે આવાસરે;
દીધી સૂરપદવી પ્રભુ તેને,
તું કરૂણાનો વાસ. જન્મ૦
ચારિત્રથી જે ચુકીઆરે,
મેઘકુમાર મુણીંદ્રરે;
એકાવતારી કીધો તેને,
એવો તું ગુણેંદ્ર. જન્મ૦
પરમનિધાન તુજ દર્શન પામી,
કોણ ચાહે ચિત્ત અન્યરે;
કલ્પતરૂ જે નિજઘર ફળીઓ,
કોણ કરે તેને છીન્ન. જન્મ૦
કરૂણાળુ સો આવીઆરે,
દો દર્શન મહારાજરે;
દયાનિધીને પ્રેમે પેખી,
પામીએ અતિ ઉલ્લાસ. જન્મ૦
ફાલ્ગુણ સુદી અષ્ટમીએ નીરખી,

હરખી થાઉ સનાથરે;
મગોડીએ મેં દર્શન કીધાં,
તરણ તારણ જગ તાત૦ જન્મ૦
કર્પુરવિજય મુની સાથે વાંધા,
ત્રીભુવનના શીરતાજરે;
અષ્ટદ્રવ્યસેં પુજા કરતાં,
દુઃખ ગયાં સવી ભાજ. જન્મ૦
કહે મણીલાલ નિત્ય નમીને,
દેજો દરીશણ દાનરે;
જેહથી ભવોદધી દુર હું વાંમુ,
પામુ મોક્ષ નિધાન. જન્મ૦
ડાહ્યાભાઈ દુઃખ દુરે કરવા,
વંદે જીન તુજ પાયરે;
કૃપાનિધી કરી કૃપા અમોને,
દેજો સુખ સહાય. જન્મ૦
ઘોર અપાર ભવોદધી તારણ,

મળીઓ શીવપુર સાથરે;
ચાલો સમાજ મળી સૌ સાથે,
તરવા તેને હાથ. જન્મ૦
પારંગત પ્રભુ વીરને નીરખી,
હરખી કરો પ્રણાંમરે;
માગો ત્રીજગ નાયક પાસે,
સાધ્ય દ્રષ્ટી અનુમાન. જન્મ૦
રંક સેવકની અરજી સ્વીકારો,
આમળો મનનો મેલીરે;
કર ગ્રહી નીજ શરણે રાખો,
ટાળક દુઃખ જગબેલી. જન્મ૦
અનુપમ ભુવન બેઠા નીરખો,
નિશ્ચે એ ધર્મનો નાથરે;
ધર્મમંડળ મળી સાથે માગે,
આપો મોક્ષ નિજ હાથ. જન્મ૦

---

૧૧

કામણગારી નારી.–એ રાગ.

રંગે રાજુલ સંગે આવે
જાદવ નાથ ભારીરે. (૨)
નેમ પ્રભુ નીર્મળ મન રાખી,
તારો નીજ જન આજ;
પાપટપર કરૂણા કંઈ કરજો,
રાખો મારી લાજ. (રંગે.)

તન મન ધન અરપુ તમપદમાં,
સેવું દીન દયાળ;
હરપળ નિશદીન જીન મંદીરેમાં,
ગાઉં ગુણ વિશાળ. (રંગે.)
પામરસમ હું પ્રભુજી છું પણ,
ટાળો ભવ ભવ ફાસ;
દીન ગણી દેવા દુખ હરજો,
ધર્મમંડળનો ખાસ. (રંગ.)

# बालचंदबत्रीशी.



(કવિત્ત.)

અજર અમર પદ પરમેસરકો ધ્યાઇએ.
સકળ પાતિક હર વિમળ કેવળધર,
જાકો વાસ શિવપુર તાસું લય લાઇયે;
નાદ બિંદ રૂપ રંગ પાણિ પાદ ઉત્તમંગ,
આદિ અંત મધ્ય ભંગ જાકૂં નાંહિ પાઇયે.
સંઘેણ સંઠાણ જાણ નાંહિ કોઈ અનુમાન,
તાહીંકો કરત ધ્યાન શિવપુર જાઇયે;
ભણે મુનિ બાલચંદ સુણો હો ભવિક વૃંદ,
અજર અમર પદ પરમેસરકો ધ્યાઇયે. ૧
એક અરિહંત દેવ દેવ કરિ જાનિયે.
જાકો ક્રોધ નાંહિ મૂર માન માયા લોભ દૂર,
કર્મ કિયે ચકચૂર જિને મોહ નાણીયે;

જાકો નમે ઇંદ ચંદ સુર નર મુનિ વૃંદ,
અનંત ગુણહિ જિણંદ ત્રિભુવન માનિયે;
જાકો હે અનંત જ્ઞાન દેત હે મુગતિ દાન,
અહો નિશ તાકો ધ્યાન મનમાંહિ આનિયે;
ભણે મુનિ બાલચંદ૦ એક અરિહંત૦ ૨
તરણ તારણ ગુરૂ તારે ભવ પાર એ.
પાંચે ઇંદ્રિ સંવરત નવવિધ બ્રહ્મવ્રત,
ધરણ તજત નિત ક્રોધાદિક ચાર એ;
મહાવ્રત પંચધાર પાળે હે પંચ આચાર,
સુમતિ ગુપતિ સાર માતા જયકાર એ;
એસે ગુણે ગુરૂ હોય ષટકાય પાળે જોય,
ગૌતમ ઉપમ સોય મુગતિ દાતાર એ;
ભણે મુનિ બાલચંદ૦ તરણ તારણ૦ ૩
જગ એક જીવદયા ધર્મ સુખદાઇ એ.
ધર્મ હિતેં ઋદ્ધિ વૃદ્ધિ ધર્મ હિતેં નવનિધ,
ધર્મ તેં સકળસિદ્ધિ બહુ જીવ પાઇ એ;

ધર્મ હિતેં દેવલોક ધર્મ હિતેં સબ થોક,
ઇહલોક પરલોક ધર્મ હી સખાઇ એ;
તાકું નમે સુરવર નરવર બહુ પર,
ધર્મહિસુ જેણ નર એક લય લાઇ એ;
ભણે મુનિ બાલચંદ૦ જગ એક જીવ૦ ૪

ઉઠ ઉઠ ધર્મ કર સોવે મૂઢ કહા રે.
દુસ્તર સાગર તર કોઈ તટ પાય કર,
સોવે તિહાં નિંદભર ફુરિ આવે ઉહાં રે;
સંસાર સાગરમાંહિ જાકો આદિ અંત નાહિ,
ભ્રમત ભ્રમત તાંહિ પુદગળ જિહાંરે;
કાંઠો હે માનવ ભવ નીઠ મૂઢ પાયો અબ,
સોવે મતિ ક્ષણ લવ ચેત ચેત ઇહાં રે;
ભણે મુનિ બાલચંદ૦ ઉઠ ઉઠ ધર્મ કર૦ ૫

સુરતરૂ કાટકર આક વાવે તેહ રે.
ચિંતામણિ પાયકર મૂઢ તાકૂં પરિહર,
કાચ ગ્રહે રંગભર તાસો કરે નેહરે;

ગજપતિ વેચ કર સો તો મૂઢ લેત ખર,
પાવે નાંહિ ફેર ફેર મુહપરે એહ રે;
મહા મૂઢ હોત સોય કામભોગ રક્ત હોય,
હારે હે રતન જોય મનુષ્યકો દેહ રે;
ભણે મુનિ બાલચંદ૦ સુરતરૂ કોટ કર૦ ૬
ઉત્તમકો સંગ કર નીચ સંગ ટાળકે.
દેખો હો સાગર સંગ ખારી હોત મહા ગંગ,
નિંબ જ્યું ચંદન સંગ ચંદન જ્યું ભાળકે;
જાતે ખીર હોત નીર તાકું મિલિજે સોવીર,
સોભી એઠ જાત ખીર નિજ ગુણ ગાળકે;
પાત્ર બિન તારે વાર ટાળે રક્તકો વિકાર,
તુંબ ભેદ ભયે ચાર ભિન્નસંગ ચાલકે;
ભણે મુનિ બાલચંદ૦ ઉત્તમકો સંગ કર૦ ૭
ઘડી ઘડી મૂઢ તેરો આયુજળ જાઇયે.
કારમો કુટુંબ એહ કાહેકું કરત નેહ,
હારે હે મનુષ્ય દેહ ફેર કહાં પાઇયે;

માય તાય ઘર બાર બેટા વહૂ પરીવાર,
આવે નાંહિ તોરી લાર જાસો મન લાઇચે;
એક મેરી શીખ સુન ધર્મ કર એક મન,
માનવ ભવ રતન કાયકોં ગમાઇયે;
ભણે મુનિ બાલચંદ૦ ઘડી ઘડી મૂઢ તેરો૦ ૮
ઉનમત કહા ભયો કરે ક્યું ન ગ્યાન રે,
ઉપન્યો તું ગર્ભવાસ વસિયો સવા નવ માસ,
નર્કકી ઉપમ જાસ દુઃખ અહિઠાણ રે;
ઉઠકોડી સોઇ હોમ ચાંપે કોઇ રોમ રોમ,
આઠગુણો પ્રતિલોભ ગર્ભ દુઃખ જાણ રે;
અબ તું જનમ પાય સંસારકો લાગ્યો વાય,
ફેર રહ્યો ક્યું લોભાય તું તો હે અગ્યાન રે;
ભણે મુનિ બાલચંદ૦ ઉનમત કહા૦ ૯
જરા દૂર જબ લગે તબ લગે જગ રે.
જરા જબ આય લગ લાળ પડે મુખ મગ,
દંત ગયે સબ ભગ ડગમગ પગ રે;

જરા આઈ ગઈ બુદ્ધિ રહી નહી કછુ શુદ્ધિ,
રોગ લગે વિધ વિધ જરા પડો ધિગ રે;
કહ્યો કોઇ માને નાંહિ દુ:ખ ધરે મનમાંહિ,
જોવનકો દીસ જાહિ ઉઠી ધર્મ લગ રે;
ભણે મુનિ બાલચંદ૦ જરા દૂર જબ૦ ૧૦
યમકો વિસાસ નાંહિ મૂઢ તું સંભાળ રે.
કાંઇ ભૂલો દેખ ભાળ ચેતે ક્યું ન પ્રાણી લાલ,
ગ્રહેગો દુર્જન કાળ બાળ હિ ગોપાળ રે;
સરગ પાતાળ જાય ઔષધ ભેષધ ખાય,
કરે બહુ હી ઉપાય તોહિ ગ્રહે કાળ રે;
ઘટત ઘટત જાત પળ ઘડી દિન રાત,
આઉખો ગળત ભ્રાત કરત જંજાળ રે;
ભણે મુનિ બાલચંદ૦ યમકો વિ૦ ૧૧
સંસાર અસાર તામેં સાર એક ધર્મ રે.
સંસાર અસાર એહ દિસત પ્રભાત જેહ,
સાંજ સમે નાંહી તેહ કાંહિ પડયો ભર્મ રે;

મેરા મેરા કાંહિ કરે સગા નાંહિ કોઈ તેરે,
જીવ હી એકીલા ફિરે ભુંજે નિજ કર્મ રે;
સંસાર સાગર ઘોર ભમ્યો જીવ ઠોર ઠોર,
કોઈ હોત એક ઠોર કછુ નાંહિ શર્મ રે;
ભણે મુનિ બાલચંદ૦ સંસાર અસા૦ ૧૨

આપ સમ રાખો પ્રાણિ હિંસા દૂર ટાળકે.
હિંસા હે અનર્થ ખાન હિંસા તિહાં પાપ જાન,
જીવહિંસા છોડ પ્રાણી રાગ દ્વેષ ટાળકે;
હિંસા હિતેં રોગશોગ ખાનપાન હીન ભોગ,
બહુ દુઃખ સહે લોગ હિંસા હિતેં ભાળકે;
સુભૂમ ચક્રવરત દેખો જમદગ્નિ પૂત,
સાતમી નરગ પોત હિંસાપંથ ચાલકે;
ભણે મુનિ બાલચંદ૦ આપ સમ૦ ૧૩

અભેદાન ષટકાય જીવનકું દીજીએ.
અભેદાન બડો ધર્મ ટાળે હે દુકૃત કર્મ,
ઓર હે મિથ્યાત ભર્મ કાહેકુંજ કીજિયે;

શરણે રાખ્યો પારાપતિ મેઘરથ નરપતિ,
સિંચાનેકું કહે પ્રતિ મેરો માંસ લીજિયે;
અભેદાન દીયો તિન્ન ચક્રવાર્તિ હુવો જિન,
શાંતિનાથ દિન દિન ત્રિભુવન પૂજિયે;
ભણે મુનિ બાલચંદ૦ અભેદાન પટ૦ ૧૪
કાહેકો બોલત હે તું જૂઠ નિરાતાળ રે.
જૂઠ ભાંખે મહાદુષ્ટ પાપહિકો કરે પુષ્ટ,
લોક સહુ કરે ખષ્ટ તું તો હે લબાડ રે;
જૂઠા બોલો કહે લોય માને ન વચન કોય,
તિરિયંચ હોત સોય આગમ સંભાળ રે;
દેખો રાજા વસુ ભોળ મીસર વચન બોલ,
સાતમી નરક ઘોર ગયો કરી કાળ રે;
ભણે મુનિ બાલચંદ૦ કાહેકો બો૦ ૧૫
વિમળ વચન સત્ય સહૂ સુખકાર હે.
વિમળ વચન જાણ સુખદાઇ સહુ જન,
જિનકી સુનત કન્ન અમૃતકી ધાર હે;

સિદ્ધ જે સાધક નર તાકી વિદ્યા સિદ્ધ કર,
સુસેવિત મુનિવર સત્ય જગ સાર હે;
સત્ય તેં પાવક જળ મહોદધિ હોત થળ,
દુષ્ટ વિષ વિષધર અમૃત અપાર હે;
ભણે મુનિ બાલચંદ૦ વિમળ વચન૦ ૧૬
ચોરી કરો મત કોઇ ચોરી તેં વિનાશ રે.
ચોરી તેં લે રાજા દંડ માર કરે શત ખંડ,
ગધે ચાડે શિર મુંડ ફેરવત તાસ રે;
માર માર કહે જન આરત કરત મન,
રાજા જાણે તતખિન્ન દેત ગળે ફાંસ રે;
દેખો હો અભંગસેન ચોરી બંધ પાયો જેન,
કુટુંબ સહિત તેન કિયો નરકાવાસરે;
ભણે મુનિ બાલચંદ૦ ચોરી કરો મત૦ ૧૭
પાઇયે અમરપદ દતવ્રત પાળતે.
દેખો જ્યું અંબડ શીષ સંખ્યા વીશ પાંતરીશ,
જેઠમાસ એક દીસ પંથ શિર ચાલતે;

તૃષા લાગી પરિઅળ પીયો નાંહિ ગંગજળ,
વ્રત પાળ્યો નિરમળ દૂષણકું ટાળતે;
સતસય કાળ કર હુવા મહર્દ્ધિક સુર,
સુખ લાભે ઈનપર આગમ સંભાળતે;
ભણે મુનિ બાલચંદ૦ પાયે અમર૦ ૧૮

મ મ કર મ મ કર પરનારી સંગ રે.
પરનારી દેખકર કટાક્ષ નયન ભર,
આપદ પાવત નર દીપ જ્યું પતંગ રે;
ક્ષણ માત હોત સુખ દેખે ભવ શત દુઃખ,
કરત વિષમ વિષ મુહૂર્ત્તકો ભંગ રે;
ફિટ ફિટ કરે લોય અજસ કીરતિ હોય,
રમણિ કારણ જોય હોત મ્હોટા જંગ રે;
ભણે મુનિ બાલચંદ૦ મ મ કર મ મ૦ ૧૯
શીળવ્રત પાળો જિમ શિવપુર જાઇએ.
શિળ હિતેં નમે દેવ સુર નર સારે સેવ,
શીળવંત નિત્યમેવ દેવ હી જ્યું ધ્યાઇયે;

દેખો હો સુદરશન શીળ પાળ્યો એક મન,
શીળ હિતે ત્રીભુવન જસ ગુણ ગાઇયે;
શીળતે સંકટ ટળે સંપતકું આય મિળે,
માંહે સમકિત ભળે તોહુ કહા પાઇયે;
ભણે મુનિ બાલચંદ૦ શીળવ્રત પાળો૦ ૨૦
અતિ ઘણો પરિગ્રહ દુ:ખ હી કો હેત રે.
કોઇ નર નરપતિ ચલત પરત ગતિ,
પરિગ્રહ દેખ મતિ સાથ નાંહિ લેત રે;
દેખો કયું ન બ્રહ્મદત્ત સયંભૂમ ચક્રવર્ત,
સાતમી નરક પત્ત સૂત સાખી દેત રે;
ખાત પીત ભાઇબંધ પાપ ચિરે તોરે ખંધ,
કાંઇ મૂઢ હોત અંધ હિયે કછુ ચેત રે;
ભણે મુનિ બાલચંદ૦ અતિ ઘણો પરિ૦ ૨૧
સંતોષ કરત જીવ નિત્ય સુખ પાઇયે.
સંતોષ કરત નર દુ:ખકો સાગર તર,
પરમ આનંદ ઘર તતક્ષણ પાઇયે;

દેખો હો કપિલ મુનિ સંતોષ કરત જિન,
પાયો હે કેવળ ધન ધન્ય ગુણે ગાઇયે;
જિનવર ગણધર ગણિવર મુનિવર,
પરમ સંતોષ કર શિવપુર જાઇયે;
ભણે મુનિ બાલચંદ૦ સંતોષ કરત૦ ૨૨
ક્રોધ હે અનર્થ મૂળ ક્રોધ દૂર છોડ રે.
ક્રોધ હિતેં નર્ક જાય વાધ સિંધ સર્પ થાય,
ક્રોધ હિતેં ભમ્ર લાય ભવ કોડા કોડ રે;
ક્રોધ હિતેં પ્રાંત જાય ક્રોધ હિતેં વિષ ખાય,
ક્રોધ બહુ દુઃખદાય જીવ આણે ખોડ રે;
ક્રોધકી ઉપની ઝાળ જૂઓ તમે તતકાળ,
કરી નાંખે આળ પાળ પીછે મન મોડ રે;
ભણે મુનિ બાલચંદ૦ ક્રોધ હે અનર્થ૦ ૨૩
ક્ષમા કરો ભરપૂર મ મ કરો રીશ રે.
ક્ષમા હિતેં વેર જાય દુશમન લાગે પાય,
ત્રિભુવન જશ થાય સહી વિશ્વાવીશ રે;

દેખો ગજસુકુમાળ ક્ષમા કરી ક્રોધ માર,
સંસારકો પાયો પાર વંદો નિશ દીશ રે;
રાય પરદેશી ધન્ન ક્ષમા કરી એક મન્ન,
દેવલોક પાયો તિન પૂરી હે જગીશ રે;
ભણે મુનિ બાલચંદ૦ ક્ષમા કરો૦ ૨૪
કાહેકું કરત હે તું મૂઢ અહંકાર રે.
લક્ષમી તો નાંહી થિર આત જાત ફિર ફિર,
જોવનભી જાત ફીર તું તો હે ગમાર રે;
જાહિંકો કરત ગર્વ સોય બિનસ જાત સર્વ,
પાવે નાંહિ ઉહિ સર્વ સો તો વાર વાર રે;
રાવ હિતે રંક હોય રંક હિતે રાવ જોય,
થિર રહ્યો નાંહિ કોય અથિર સંસાર રે;
ભણે મુનિ બાલચંદ૦ કાહેકું કરત૦ ૨૫
મ મ કર મૂઢ માયા કૂડ હી કપટ રે.
માયાતેં નરક ઘોર માયા હિતેં હોત ઢોર,
માયા હિતેં પાવે જોર દુઃખ હીકો થટ રે;

જો કરત પરદ્રોહ મંડત કપટ મોહ,
આપકું સોષણ ખોહ કાંઇ હોત જટ્ટ રે;
હિયાંહિશું ચેત નર મોહ માયા પરિહર,
સંસાર સાગર તર પાયો હે એ તટ્ટ રે;
ભણે મુનિ બાલચંદ૦ મ મ કર મ મ૦ ૨૬

સુખ હોત લોભ વશ કરત કરત રે.
લોભ હિતે રાત દિન ચિંતે મેળું મેળું ધન,
દુઃખ હોત લોભ મન ધરત ધરત રે;
જોરે ધન રળ રળ આયુ ઘટે પળ પળ,
જાત જ્યું અંજળી જળ ઝરત ઝરત રે;
સુભૂમ પ્રમુખ ભૂપ કરત જે દોર ધૂપ,
છોડ ગયે લોભ કૂપ ભરત ભરત રે;
ભણે મુનિ બાલચંદ૦ સુખ હોત લોભ૦ ૨૭

કાહેકું કરત લોભ દેત કયું ન દાન રે.
દાન શિવ સુખદાય દાનસેં દારિદ્ર જાય,
ઓર નવનિધિ થાય માને રાય [illegible]ાન રે;

દાન દેવો ચિત્ત લાય દાને ધન વૃદ્ધિ થાય,
જેસેં વાડી કૂપ પાય હોત વૃદ્ધિમાન રે;
દેખો હો સુમુખ જિન પ્રતિલાભ્યો મહામુન,
કુમર સુબાહુ તિન રૂપકો નિધાન રે;
ભણે મુનિ બાલચંદ૦ કાહેકું કરત૦ ૨૮
બડો વ્રત વ્રતમાંહે શીળવ્રત જાણ રે.
સાગર આગર માંહિ સ્વયંભૂ ઉદધિ માંહિ,
વડો દાન દાનમાંહિ અભય જ્યું દાન રે;
ચંદ્ર ગ્રહ ગણમાંહિ બ્રહ્મલોક કલ્પમાંહિ,
બડો જ્ઞાન જ્ઞાનમાંહિ કેવળ જ્યું જ્ઞાન રે;
અરિહંત મુનિમાંહે મનોરમ ગિરિમાંહે,
બડો ધ્યાન ધ્યાનમાંહે શુકળ જ્યું ધ્યાન રે;
ભણે મુનિ બાલચંદ૦ બડો વ્રત વ્રત૦ ૨૯
ભવકોટી કૃત કર્મ તપ હિત ટાળીયે.
તપતેં વંછિત ફળ હોત જીવ નિરમળ,
તપ રૂપ દાવાનળ કર્મ વન બાળિયે;

દેખો ધન્નો અણગાર દુક્કર તપકોકાર,
છોડકે બત્તીસ નાર જિન વ્રત પાળીયે;
સાગર તેત્રીશ વર હુઓ અનુત્તર સુર,
જોકે ગુણ રૂપ જળ આતમ પખાળીયે;
ભણે મુનિ બાલચંદ૦ ભવકોટિ૦ ૩૦
ભાવ હિતેં હોત સિદ્ધ ભાય હી પ્રધાન રે.
બહુ વિધે વ્રત લીધ તપ કીધ દાન દીધ,
ભાવ વિના નાંહિ સિદ્ધ હોત ફળ હાન રે;
શુભ ભાવ ભાવે જેહ ભવનિધિ તરે તેહ,
પાયો જ્યું મુગતિ ગેહ ભરત રાજાન રે;
મરૂદેવી માત ધન દુક્કરહ તપ બીન,
શિવપદ પાયો જિન ધ્યાઇ શુભ ધ્યાન રે;
ભણે મુનિ બાલચંદ૦ ભવ હિતેં હોત૦ ૩૧
ધર્મ હે મંગળ મૂળ ધર્મહીકું સેવ રે.
ધર્મ હે કલપવૃક્ષ દેખો જાતે પરતક્ષ,
ભોગવે હે લોક લક્ષ સૌખ્ય નિત્યમેવ રે;

ધર્મકે ઉત્તમ ફળ જાતિ કૂળ રૂપ બળ,
વિકટ સંકટ ટળ જાત તતખેવ રે;
ધર્મહી દુષ્કૃત દહે ઇંદ્રાદિક પદ લહે,
ધર્મ શિવસુખ કહે અરિહંત દેવ રે;
ભણે મુનિ બાલચંદ૦ ધર્મ હે મંગળ૦ ૩૨

મહાનંદ સુખકર રૂપચંદ જાનિયે.
શ્રીયરૂપ જીવગણિ કુંઅર શ્રીમલ્લ મુનિ,
રતનશીશ જસ ધની ત્રિભુવન માનિયે;
વિમળ શાસન જાસ મુનિ શ્રીય ગંગદાસ,
હસ્તદીક્ષિત તાસ બત્રીશી બખાનિયે;
બાણ વસુ રસ ચંદ (૧૬૮૫ દીવાળી મંગળવૃંદ,
અહમદાવાદ ઇંદ રંગ મન આનિયે,
ભણે મુનિ બાલચંદ સુણો હો ભવિક વૃંદ.
મહાનંદ સુખકંદ રૂપચંદ જાનિએ. ૩૩ ઇતિ.

## ૧૨

### કોઈ રબકી મરજી કયા જાને.

કેસર ચંદન લઈ કર સ્વામી,
સમરૂ ન ફરૂં હું બહુ નામી;
વર વરવા નાભી સુત હામી,
લાખેણા લાવ લીયો જામી. કેસર.
લઘુ બાળ તમારો ભવ તારો,
દળવા દારૂણ દુઃખ દીલ ધારો;
લઉ જસ જગમાં પ્યારો, (૨)
પરમારથ સુરતી ચીત ધારો. કેસર.
તવ તવન કરૂં પ્રભુ ઉગારો,
રાખો રીખવ સીર કર તારો;
મમ દુઃખ હરજો હો જીન સ્વામી,
કેસર.

૧૩

રાજ રાજે ચોહાણનું.

દીન આજે આનંદનો,
માહાવીર મન મુજ ભાવીયા;
ભાવીયા, ભાવીયા, ભાવીયા,
ભાવીયા, ભાવીયા, હો, દીન.
ચંદન સુંગધી ભરી થાળ કરમાં,
ગાઓ બજાવો આ વાહ વાહ.
મહાવીર૦
શ્રાવક સુજન જન આવે મલપતા,
આંગી રચાવે મચાવે ધુમ વાહવાહ,
માહાવીર૦

---

૧૪

વાહાલા નેમ જીણંદ જયકારી હો.
માગુ ચરણ કમળ સેવ તારી,

અખીલ જગતને આશ તમારી;
કાપી કુમતિ દ્યો બુદ્ધિ સુધારી,
થાએ ભક્તિ જેમ સારી હો. માગુ.
મન મર્કટ સ્વસ્થાન મૂકીને,
જાએ રમવા પરસ્થાને છુટીને;
થાએ પ્રમાદ દુઃખ કા'રી હો. માગુ.
તેથી નિવારો સ્વામી શેવક ધારી,
આવ્યા શરણે રાખી આશ તમારી.
ધર્મમંડળ લેજો તા'રી હો. માગુ.



૧૫
થયા છોરે પતિ.

વીર વાહાલા જગ સ્વામી
ખામી નહી તુંજમાં દીશે,
કર્મ કષ્ટ વિ'દારણ તારણ,
છો જીન જગદાધાર;

તુજ નામે, સુખ પામે,
ગુણ ગ્રામે, દુઃખ વામે,
જન્મ મરણ ભવ સાગર
ભયથી દૂર કરી દીજે. વીર૦
વાશ કર્યો સુભ શેહેર મગોડી,
દેજો દરીસન દાન
નમું ચરણે, દુઃખ હરણે,
સુખ કરણે, છું શરણે;
પ્રભુ પાપ અમાપ કાપી
સુખ આપી અવીનાસી કીજે. વીર૦
માન માયા સહુ દૂર કરીને
બેઠા થઇ અરીહંત,
કહે બાળો, હે કૃપાળો,
દુઃખ ટાળો, સહુ તારો;
પ્રાંતીજ ધર્મ જીણંદની મંડળી
નિજ શરણે લીજે. વીર૦

૧૬

મંડપ રચ્યો આજે.

જગસ્વામી અંતર યામી (૨)
જુઓ પ્રેમી પ્રેમ નીહાળી;
દુર્ગુણ દુર્બુધિ બાળી,
ભવ ભવ દુઃખ દૂર મુજ કહાડી.
અરપો સદ્‌ગુણ સુધારીરે. જગ૦
ક્રોધાદીક લાગ્યા કેડે,
કુમતી મુજને છંછેડે;
અરપો જ્ઞાન મને કરૂં ચકચૂર,
તેને ચુરી આવું આપની હજૂર.
કરૂં ભક્તિ આપની ભારીરે. જગ૦

---

૧૭

પ્રભાતી.

ધર્મ જીન ચર્ણનું શર્ણ ચિત્તમેં ધરી,

માગીએ સેવના સુખદ સારી;
જેહથી વેદના વિષમ દૂરે ટળે,
મળે સંપતી સુખશાંતી સુધારી;
મદ મદોન્મત થયા કર્મના આકરા,
ચાકરા માગે સ્વામી સુપાસે;
આસ પુરી અમતણી કાપીએ તેહને,
જેહથી કુમતિ કુતર્ક નાશે. ધર્મ૦
દ્રવ્યને ભાવ શુચીભાવ રદયે ધરી,
આણી સુહર્ષ મનદર્શ જઇએ;
દશત્રિક પાળતાં સ્પહીગગે ચાલતાં,
ટાળવા કર્મને દયાંની થઇએ. ધર્મ૦
કુસુમ અક્ષત જળવાસ સુગંધશું,
ધૂપ દિપશીખ જ્યોતી સુધારી;
અંગ પુજા કરી પામીએ સુખ સદા,
વામીએ દુઃખ દોહગ્ગ વારી. ધર્મ૦
તુજ સેવા કરે મોક્ષ મેવા મળે,

શાંતભાવે કરે જો કદાપી;
કર્મકીલ્લે ચડી ભક્તિ રણમે પડી,
મોક્ષદ્વારે ચડે તે તદાપી. ધર્મ૦
ભક્તિરસે જલ્પતો કર્મને તલ્પતો,
નિજ હૃદે કલ્પતો બાળ બોલે;
ધર્મજીન ચર્ણનું શર્ણ આપી સદા,
કીંકર દાખવો નિજ તોલે. ધર્મ૦
પાએ પડી માગે મણીલાલ સાથે મળી,
આપ મંડળ તણા સર્વે બાળો,
આધીને વ્યાધી સર્વેથી દૂરે કરી,
અષ્ટકર્મને જલ્દીથી કાહાડો. ધર્મ૦

---

૧૮

કયાં ગયો પેલો મોરલીવાળો.
પ્રથમ તીર્થંકર નાભી સુતપ્રભુ,
ભકતોનાં દુખ દળનારારે.

જીનમંડળ જગે બહુ વીસ્તાર્યું,
ધારી ધર્મ વધારીરે;
પારસસમ મમ દેવ દયાધર,
કેસવ કહે કરજોડીરે. પ્રથમ૦
નેમ નગીના નીરખી મગનમન,
મન મોહ્યું અતી મારૂંરે;
હે જાદવકુળ સુભ ચંદ દીવાકર,
હરખી સદા ચીત ઠાર્યુંરે. પ્રથમ૦
સંખેશ્વર ઉર ધ્યાન ધરે નર,
ભવજળ તરી અલવામેરે;
વીપત વીદારી સંપત સુખ આપે,
થાપે શુભ મતી વ્યાપેરે. પ્રથમ૦
પીતાંબર પર પરમ મયાકર,
જીનજીને ઘડીપલ ગાવારે;
પ્રાતીજ ધર્મમંડળ જસ વાધે,
સાધે ગુણગણ સારારે. પ્રથમ૦

# સિદ્ધાચળનાં સ્તવનો.

૧

શીરે સિદ્ધાચળ ભેટવા,
મુજ મન અધિક ઉમાયો;
રીખવદેવ પુજા કરી,
લીજે ભવ તણો લાહો. શીરે૦ ૧

મણીમય મુરત શ્રી રીષભની,
તે નિપાયે અભિરામ;
ભુવન કરાવ્યાં કનકનાં,
રાખ્યાં ભરતે નામ. શીરે૦ ૨

નેમ વિના તેવીશ પ્રભુ,
આવ્યા સિદ્ધખેત્ર જાણી;
શેત્રુંજા સમો તિરથ નહીં,
બોલ્યા શ્રીમંદીર વાણી. શીરે૦ ૩

પુરવ નવાણું સમોસર્યા,

સ્વામી રિષભ જીણંદ;
રામ પાંડવ મુગતે ગયા,
પામ્યા પરમાનંદ. શીરે૦ ૪
પુરવ પુન્ય પસાઉલે,
પુંડરીક ગેરી પામ્યો;
કાંતીવિજય હરખે કરી,
શ્રી સિદ્ધાચળ ગાયો. શીરે૦ ૫

---

૨

મારૂં મન મોહ્યુંરે શ્રી સિદ્ધાચળેરે,
મારૂં મન મોહ્યુંરે શ્રી વિમલાચળેરે;
દેખીને હરખિત હોય,
વિધિસ્યું કિજેરે જાત્રા એહનીરે;
ભવ ભવનાં દુઃખ જાય. મારૂં૦ ૧
પંચમે આરેરે પાવન કારણેરે,
એ સમો તિરથ ન કોય;

મોટો મહીમારે જગમાં એહનોરે,
આ ભરતે અહીયાં જોય. મારૂં૦ ૨
એ ગિરી આવ્યારે જિનવર ગણધરારે,
સિધ્યા સાધુ અનંત;
કઠણ કરમ પણ એ ગિરી ફરસતાંરે,
હોવે કરમની સાંત. મારૂં૦ ૩
જૈન ધર્મ તે સાચો જાણીનેરે,
માનવ તિરથ એ સ્તંભ;
સુરીનર કિંનર નૃપ વિદ્યાધરારે,
કરતા નાટા હો રંગ. મારૂં૦ ૪
ધન ધન દહાડોરે ધન વેળા ઘડીરે,
ધરીએ રૂદય મોઝાર;
જ્ઞાનવિમળસુરી ગુણ એના ઘણારે,
કહેતાં ન આવેરે પાર. મારૂં૦ ૫

૩

સમકિત દ્વાર ગભારે પેસતાંજી,
પાપ પડળ ગયાં દુરરે;
મોહન મારૂદેવીના લાડણોજી,
દીઠા મીઠા આનંદ પુરરે. સમકિત૦
આયું વરજીત સાતે કરમનીજી,
સાગર કોડાકોડી હીણરે;
સ્થિતિ પઠમ કરણે કરીજી,
વીર્ય અપુરવ મોઘર લીધરે. સમકિત૦
ભુંગળ ભાગી આદ્ય કખાયનીજી,
મિથ્યાત મોહની સાંકળ સાથરે;
બાર ઉઘાડયાં સમ સંવેગનાંજી,
અનુભવ ભવને બેઠા નાથરે. સમકિત૦
તોરણ બાંધ્યું જીવદયા તણુંજી,
સાથીઓ પુર્યો સરધા રૂપરે;
ધુપ ઘટી પ્રભુ ગુણ અનુમોદનાજી,

થીગુણ મંગળ અનુપરે. સમકિત૦
સંવર પાણી અંગ પખાલણુજી,
કેસર ચંદન ઉતમ ધ્યાનરે;
આતમ ગુણરૂચી મ્રગમદ મહમહેજી,
પંચાચાર કુસુમ પ્રધાનરે. સમકિત૦
ભાવ પુજાએ પાવન આતમાજી,
પુજો પરમેશ્વર પુન્ય પવિત્રરે,
કારણ જોગે કારજ નિપજેજી,
ખીમાવિજય જિન આગમ રીતરે.



સમકિત૦

## આદિ જિનની આરતિ.

અપ્છરા કરતી આરતિ જિન આગે,
હાંરે જિન આગે રે જિન આગે;
હાંરે એતો અવિચલ સુખડાં માગે,
હાંરે નાભી નંદન પાસ
અપ્સરા કરતી આરતી જિન આગે. ૧

તાથેઇ નાટક નાચતી પાય ઠમકે,
હાંરે દોય ચરણે ઝાંઝર ઝમકે;
હાંરે સોવન ઘુઘરડી ઘમકે,
હાંરે લેતી ફુદડી બાલ. અ૦ ૨
તાલ મૃદંગ ને વાંશલી ડફ વેણા,
હાંરે રૂડા ગાવંતી સ્વર ઝીણા;
હાંરે મધુર સુરાસુર નયણા,
હાંરે જોતી મુખડું નિહાલ. અ૦ ૩
ધન્ય મરૂદેવા માતને પ્રભુ જાયા,
હાંરે તોરી કંચન વરણી કાયા,
હાંરે મેંતો પુરવ પુણ્યે પાયા,
હાંરે દેખ્યો તારો દેદાર. અ૦ ૪
પ્રાણજીવન પરમેશ્વર પ્રભુ પ્યારો,
હાંરે પ્રભુ સેવક હું છું તારો;
હાંરે ભવોભવનાં દુખડાં વારો,
હાંરે તુમે દીન દયાલ. અ૦ ૫

સેવક જાણી આપણો ચિત્ત ધરજો,
હાંરે મોરી આપદા સઘળી હરજો;
હાંરે મુનિ માણક સુખીઆ કરજો,
હાંરે જાણી પોતાનો બાળ, અ૦ ૬

## મંગલીક દીપક.

દીવોરે દીવો મંગલિક દીવો,
આરતી ઉતારોને બહુ ચિરંજીવો. દી૦
સોહામણું ઘર પર્વ દીવાળી,
અંબર ખેલે અબલા બાલી. દી૦
દેપાલ ભણે ઇણે દેવ અજુઆલી,
ભાવે ભગતે વિઘ્ન નિવારી. દી૦
દેપાલ ભણે ઇણે કલિકાળે,
આરતી ઉતારી રાજા કુમારપાળે. દી૦
તમ ઘર મંગલિક, અમ ઘર મંગલિક;
મંગલિક ચતુર્વિધ સંઘને હોજો. દી૦



## પ્રાંતીજ.

૧૦૦ રા. રા. અમુલખરાયભાઇ છગનલાલભાઇ
૧૦૦ શા. ત્રીકલદાસ મુળચંદ
૧૦૦ શા. પોચાલાલ ડુંગરશી
૫ શા. મગનલાલ ગોરધનદાસ
૫ શા. ચીમનલાલ ચુનીલાલ દામોદર
૪ શા. ડાહ્યાલાલ જેઠા
૨ શેઠ ચીકા પીતાંબર
૨ શા. મણીલાલ નાગરદાસ
૨ શા. હીમત ફુલચંદ
૨ શેઠ હીમતલાલ દામોદર
૨ કોઠારી મનસુખ હુકમચંદ
૨ ગાંધી મોતીલાલ મગનલાલ હા. માણેકલાલ
૨ શા. પરભુદાસ રામચંદ
૨ શા. સાંકળચંદ દલુચંદ

૨ શા. જીવરામ રૂપચંદ
૧ શા. છોટાલાલ જેચંદ
૧ શા. કેશવલાલ હીમતરામ
૧ ભાવસાર નરસીરામ મનસુખ
૧ શા. શીવલાલ દલસુખ
૧ શા. નેમચંદ ઉગરચંદ
૧ શેઠ જીવણલાલ છગનલાલ
૧ શા. મોતીલાલ મગનલાલ
૧ મેતા કેશવલાલ પુંજીરામ
૧ શા. ડાહ્યાલાલ મગનલાલ
૧ શા. સાંકળચંદ ડાહ્યાભાઇ
૧ શા. વાડીલાલ મફતલાલ
૧ બારોટ દામોદર હમીર
૧ કોઠારી જીવણલાલ લલુ
૧ શા. સાંકળચંદ હીરાચંદ
૧ શા. મથુરદાસ છગનલાલ

૧ કંદોઈ ઉગરા ગણેશ
૧ કોઠારી છગન ગુલાબચંદ
૧ સોની દલસુખરામ કાળીદાસ
૧ મહાસુખ તુલજારામ

અમદાવાદ.

૨૫ રા. રા. અમીચંદ જેઠાભાઈ
૧૬ શા. મણીલાલ દોલતરામ
૧૦ શા. ડાહ્યાભાઈ મોતીલાલ
૧૦ શા. મોહનલાલ હઠીસંગ
૫ શા. અમરતલાલ ચુનીલાલ
૪ શા. મણીલાલ પ્રેમચંદ
૪ શા. ધરમચંદ મોકમચંદ
૨ શા. મણીલાલ બાલાભાઈ
૨ શા. ડાહ્યાભાઈ રતનચંદ
૨ શેઠ. જગાભાઈ નાનાભાઈ
૩ શા. બાલાભાઈ બાપાલાલ

૨ શા. મોહનલાલ મહાસુખરામ
૨ શા. લહેરાભાઇ મગનલાલ
૨ સારાભાઇ હઠીસંગ
૨ ભોગીલાલ ડાહ્યાભાઇ
૨ શકરાભાઇ ટોકરશી
૨ મોહનલાલ ડાહ્યાભાઈ
૧ ગીરધર અમીચંદ
૧ નેમા છોટાલાલ
૧ રતનચંદ મનસુખ
૧ ગલાબચંદ બહેચરદાસ
૧ તરભોવન લલુભાઇ
૧ સનાલાલ ચુનીલાલ
૧ શકરાભાઇ લલુભાઇ
૧ ચમનલાલ ચુનીલાલ
૧ દલસુખ ધરમચંદ
૧ કેસવલાલ ઘેલાભાઇ

૧ અમરતલાલ રતનચંદ

૧ તીકમલાલ મુળચંદ

૧ ખેમચંદ મુળચંદ

૧ જેઠાલાલ દલસુખ

૧ ગીરધર પીતાંબર

૧ શા. ત્રીકમદાસ મુળચંદ

૧ મોહુનલાલ ભીખાભાઈ

૧ દલસુખભાઈ પુજાભાઇ

૧ શા. ચુનીલાલ દોલત

૧ શા. ભાઇચંદ ડુંગરશી પાટણુના

૧ શા. ચુનીલાલ હીરાચંદ

૧ શા. ડાહ્યાભાઇ મોતીચંદ

૧ શા. મોતીલાલ નાહાનચંદ

૧ શા. ડુંગરશી ધરમચંદ

૧ શા. છગનલાલ દીપચંદ

૧ શા. મનસુખ ગોકળભાઇ

૧ શા. ખેમચંદ રતનચંદ

મઉડી.

૨ મેતા. નરસીરામ મોતીચંદ
૨ શા. લીલાચંદ હીરચંદ
૧ મેતા. જેસંગલાલ મોતીચંદ

નાનમપુરા.

૧ શા. મોતી કસ્તુરચંદ

ભરૂચ.

૫ ચુનીલાલ હીરાચંદ

અમનગર.

૪ રાવસાહેબ અનોપચંદ ભાઇચંદ
૧ શા. મોહનલાલ મલુકચંદ
૧ શા. વખતચંદ કસ્તુર
૧ શા. જીવણલાલ વખતચંદ
૧ શા. છગનલાલ દીપચંદ

વાડાસીનોર.

૧ શા. પાનાચંદ વજુભાઇ

પુઢરા.

૨ શા. લલુભાઇ ડુંગરશી

સોનાસણ.

૧ શા. નેમચંદ મગનલાલ

ખંભાત.

૧૦ શા. ઠાકરશી ધરમચંદ
૧૦ શા. છગનલાલ દીપચંદ
૧૦ શા. પોપટલાલ મુળચંદ
૫ શા. ખેમચંદ ફીકાભાઇ
૫ શા. છોટાલાલ રૂપચંદ
૫ શા. મુળચંદ કસળચંદ

વીજાપુર.

૧ ફડીઆ મેચંદ રવચંદ

લાડોલ.

૧૦ શા. ભોગીલાલ સાંકળચંદ

મુંબાઈ.

૮ શેઠ નેમચંદ ખેમચંદ

માણેકપુર.

૧ શા. પુંજીરામ બેહેચરદાસ

૧ ગોરજી બાપાલાલ ગણુપતરામ

૧ શા. વેણીરામ શીરચંદ

૧ શા. દલસુખરામ નથુભાઈ

૧ શા. પાનાચંદ જેચંદ

૧ મેતા. ચુનીલાલ ખુસાલદાસ

૧ મેતા. નગીનદાસ ઉમેદરામ

૨ શા. લલુ સીરચંદ

૨ શા. મગનલાલ સીરચંદ

બીલુદરૂ.

૧ શા. સુરચંદ રણુછોડ

## સંગપુર

૧ શા. કાળીદાસ દેવચંદ
૧ કોઠારી છગનલાલ દલીચંદ
૧ કોઠારી જેઠીરામ હુકમચંદ
૧ શા. રીખવદાસ ત્રીભોવન
૧ શા. ઝવર હરીચંદ
૧ ભાવસાર જેચંદ શંકર

## દેરોલ.

૧ શા. મોતીલાલ નાનચંદ

## લોદરા.

૫ શા. ખેમચંદ જીવરામ
૧ શા. નગીનદાસ ઝુમખરામ
૧ શા. ડાહ્યાલાલ માણેકચંદ
૧ શા. જેચંદ ઝવરચંદ
૧ શા. અમથારામ લલુરામ

૧ શા. પુંજારામ મંછારામ
૧ શા. બબારામ અમથારામ
૧ શા. છગનલાલ હેમચંદ
૧ શા. ચુનીલાલ તારાચંદ
૧ શા. મંગળ દીપચંદ
૧ શા. નાથાલાલ મગનલાલ
૧ શા. બબા કપુરચંદ
૧ શા. માધવલાલ ડુંગરશી

વરસોડા.

૩ મેતા. માસુકરામ નથુભાઇ

ઓરાણ.

૧ મેતા. કાનદાસ મોતીચંદ
૧ શા. મગનલાલ વીરચંદ
૧ શા. રેવાભાઈ ખેમચંદ

જાંબુડી.

૧ શેઠ. ફતેચંદ ગોતમદાસ

કપડવણજ.

૨ શા. વાડીલાલ હીરાચંદ
૧ શા. છગનલાલ રતનજી
૧ શા. પાનાચંદ નાથજી

વડોદરા.

૪ શા. બાપુભાઈ રવચંદ
૧ શા. હરગોવન ખુબચંદ
૧ શા. ડાહ્યાભાઇ હેમચંદ
૧ શા. ચુનીલાલ મુળજી
૧ શા. તલકચંદ બેહેચર
૧ શા. નાનચંદ પ્રેમચંદ
૧ શા. દેવચંદ માનસંગ
૧ શા. તરભોવન અનોપચંદ
૧ શા. ડુંગરશી દેવકરણ

દેરાણ.

૧ શા. તારાચંદ વેલજી

## આંતરોલી.

૧૦ શા. આશારામ ભાઇચંદ

૧ શા. મનસુખ મલુકચંદ

૧ શા. ડાહ્યાભાઇ રાયચંદ

૧ શા. ભીખાભાઇ કસળચંદ

૧ શા. આશારામ મનસુખ

